# 5 એક મુલાકાત

**સંકલિત**

આ એકમ મુલાકાત-લેખનનો એક નમૂનો છે. અહીં ગુજરાત રાજ્યના પાટનગરનું તેમજ વિધાનસભાનું પરિચયાત્મક વર્ણન છે.

---

અમારી શાળામાંથી ગુજરાત રાજ્યના વિધાનસભાગૃહની મુલાકાતે જવાનું આયોજન કરવામાં આવ્યું. નિશ્ચિત કરેલા સમયે અમે બસમાં બેસીને ગાંધીનગર આવ્યાં.

રસ્તામાં અમારા શિક્ષકે ગાંધીનગર શહેર વિશે ટૂંકમાં માહિતી આપી.

ગુજરાતની સ્થાપનાના શરૂઆતનાં વર્ષોમાં રાજ્યનું પાટનગર અમદાવાદ હતું. ઈ. સ. 1960ની 19મી માર્ચે અમદાવાદથી થોડેક દૂર આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીની સ્મૃતિમાં ગાંધીનગર નામે શહેર વસાવવાનો નિર્ણય થયો. એ પછી ગણતરીનાં વર્ષોમાં ગાંધીનગર શહેર અસ્તિત્વમાં આવ્યું.

ગાંધીનગરની રચના વિશિષ્ટ પ્રકારની અને સુવ્યવસ્થિત છે. આ નગર કુલ 30 સેક્ટરમાં વિભાજિત છે. સડકો પહોળી અને સ્વચ્છ છે. તેમજ ‘ક’થી ‘જ’ સુધી એમ કક્કાવારી પ્રમાણેના સાત આડા મુખ્ય માર્ગો છે, જ્યારે 0-1-2-3 એમ ઊભા કુલ 8 માર્ગો છે. આ માર્ગોને હવે મહાનુભાવોના નામ સાથે જોડવામાં આવેલ છે. ફૂલો અને વૃક્ષોનું આ નગર છે. શિક્ષકે અમને કહ્યું, ‘આ નગરને ગ્રીનસિટી પણ કહેવામાં આવે છે.’ હરિયાળું નગર ! લીલુંછમ નગર ! પ્રકૃતિની ગોદમાં રમતું નગર ! શાંત, સુંદર અને ભવ્ય.



દૂરદૂરથી આવીને વસેલા કર્મચારીઓ, નાગરિકો અને વ્યાવસાયિકોનું આ નગર છે. જાણે ત્રિવેણી સંગમ ! રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો પણ ત્રિવેણી સંગમ !

અમારી બસ 'ચ' રોડ પરથી પસાર થઈ રહી હતી. ગુજરાત રાજ્યનું વિધાનસભાગૃહ અમે જોવાનાં હતાં તેથી ખૂબ જ રોમાંચિત હતાં. બસ વિધાનસભાગૃહની બિલકુલ સામે ઊભી રહી. અમે નીચે ઊતર્યાં.

''વાહ ! કેવું ભવ્ય ભવન !'' પ્રકૃતિએ ઉત્સાહભેર કહ્યું.

''ખરેખર, ભવ્ય અને રમણીય !'' એની વાતમાં મેં સૂર પૂરાવ્યો.

ગુજરાત રાજ્યના વિધાનસભાગૃહનું નામ વિઠ્ઠલભાઈ પટેલ ભવન છે. અમારા આચાર્યશ્રી દ્વારા અગાઉથી જ વિધાનસભાગૃહ જોવાની પરવાનગી મેળવવામાં આવી હતી. વિધાનસભાગૃહમાં પ્રવેશવા જરૂરી ગેટપાસ મેળવી અંદર પ્રવેશ્યાં. ત્યાં જ મેટલ ડિટેક્ટર દ્વારા અમારી જરૂરી તપાસ કરવામાં આવી.

રાજ્યનું વિધાનસભાગૃહ હોવાથી કડક પોલીસ બંદોબસ્ત હતો. અંદર પ્રવેશતાં જ અક્ષય બોલી ઊઠ્યો : ''અરે ! પેલી સીડી તો જુઓ !'' એ સાથે જ અમારી નજર સીડી પર સ્થિર થઈ. અમે સીડી પર ચડવા અધીરાં બન્યાં. ઍસ્કેલેટરના પહેલે પગથિયે ઊભા રહેવા સાથે જ પળવારમાં અમે પ્રથમ માળે પહોંચી ગયાં. ત્યાંથી અમે વિધાનસભાની ગૅલેરીમાં થઈને વિધાનસભાગૃહમાં પ્રવેશ કર્યો. ત્યાં પણ અમારી જરૂરી તપાસ કરવામાં આવી.



અંદર પ્રવેશતાં જ અમારા શિક્ષકે વધુ સમજાવતાં કહ્યું : વિધાનસભાને ધારાસભા પણ કહેવામાં આવે છે. ધારો એટલે કે કાયદો ઘડતી સભા તે વિધાનસભા. વિધાનસભાના અધ્યક્ષની બેઠક ઊંચે હોય છે. રાજ્યના ચૂંટાયેલા વિધાનસભ્યો તથા મંત્રીઓની બેઠકો નીચેના ભાગમાં હોય છે. વિધાનસભામાં મુલાકાતીઓને શાંતિ જાળવવી પડે છે. અક્ષય કંઈક બોલવા લાગ્યો એ જોઈને ત્યાંના સુરક્ષાકર્મીએ એને સંકેતથી શાંત કર્યો. અમે અંદર પ્રવેશ કર્યો ત્યારે વિધાનસભાનું સત્ર ચાલુ હતું. મુલાકાતીઓ માટે ગૅલેરીમાં ફરતે બેઠકવ્યવસ્થા હતી, જેમાં બેસીને અમે ગૃહની કાર્યવાહી સંપૂર્ણ રીતે જોઈ શકતાં હતાં. અમારી જેમ બીજાં બાળકો પણ વિધાનસભાની મુલાકાતે આવ્યાં હતાં. વિધાનસભાના માનનીય અધ્યક્ષને સંબોધીને ધારાસભ્યો પોતાના મતવિસ્તારના પ્રશ્નો સભા-સમક્ષ રજૂ કરતા હતા. જે-તે વિભાગના માનનીય મંત્રીઓ માનનીય અધ્યક્ષશ્રીને સંબોધીને જવાબ આપતા હતા. ગૃહનાં બેઠકવ્યવસ્થા અને સંચાલન જોઈને અમે અત્યંત પ્રભાવિત થયાં.

વિધાનસભાની કાર્યવાહી નિહાળીને અમે બહાર નીકળ્યાં. એ પછી શિક્ષકશ્રીએ વિવિધ મંત્રીશ્રીઓ અને સચિવશ્રીઓનાં કાર્યાલયોથી અમને પરિચિત કર્યાં. આ કાર્યાલયો વિવિધ બ્લૉકમાં વહેંચાયેલાં છે. જેમાં જે-તે વિભાગના મંત્રીશ્રીઓ અને સચિવશ્રીઓ રાજ્યનાં વહીવટ અને વ્યવસ્થા સુચારુ રીતે સંભાળે છે. આપણા રાજ્યના વિધાનસભાગૃહની મુલાકાતથી અમારી પ્રસન્નતાનો કોઈ પાર ન હતો.

શિક્ષકશ્રી અમને અલ્પાહાર માટે કૅન્ટિનમાં લઈ ગયા તેથી અમારો આનંદ બેવડાયો. ત્યાંથી અમે બસમાં બેસી આ યાદગાર મુલાકાતને વાગોળતાં વાગોળતાં ઘેર પાછાં ફર્યાં.

## શબ્દસમજૂતી

**સ્મૃતિ** ભૂતકાળના પ્રસંગો, અનુભવો, વિચારો વગેરે ચિત્તમાં સંઘરવાની શક્તિ **પ્રતીતિ** સમજ, ભરોસો, વિશ્વાસ, ખાતરી **ગેટપાસ** દરવાજામાં પ્રવેશવા માટેનું ઓળખપત્ર **ઍસ્કેલેટર** લિફ્ટની જેમ વ્યક્તિઓને માળ ઉપર-નીચે લઈ જતી સરકતી સીડી **મેટલ ડિટેક્ટર** આપણી પાસે કોઈ એવી જીવલેણ વસ્તુ છે કે નહિ તેની તપાસ કરવા માટેનું સાધન **સુરક્ષાકર્મી** ચોકીદાર **ગૅલેરી** (અહીં) નીચેના મોટા ઓરડામાં શું ચાલી રહ્યું છે તેવી એ ઓરડાની ચારેબાજુ બાંધેલી એકાદ માળ ઊંચું થાંભલા પર કે મોભ પર ટેકવેલી જગ્યા. (પ્રેક્ષકદીર્ઘા) અથવા હારબંધ ઓરડાઓમાં જવા-આવવા માટેની મકાનમાં છત સાથે જોડાયેલી ખુલ્લી જગ્યા **અલ્પાહાર** નાસ્તો **કૅન્ટિન** નાસ્તો મળે તે સ્થળ

## રૂઢિપ્રયોગ

**સૂર પૂરવો** – હામાં હા કહેવી

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કોઈ પણ રાજ્યનું વડું મથક કયા નામે ઓળખાય છે ? ☐

(ક) ગાંધીનગર (ખ) પાટનગર (ગ) રાજ્યનું હૃદય (ઘ) હરિયાળું નગર

(2) ગાંધીનગરની સ્થાપના કયા નેતાની સ્મૃતિમાં કરવામાં આવી છે ? ☐

(ક) સરદાર પટેલ (ખ) ઇન્દિરા ગાંધી (ગ) રાજીવ ગાંધી (ઘ) મહાત્મા ગાંધી

(3) ગાંધીનગર કુલ કેટલા સેક્ટરમાં વહેંચાયેલું છે ? ☐

(ક) 25 (ખ) 28 (ગ) 30 (ઘ) 35

**2. નીચેના પ્રશ્નોના એક-બે વાક્યોમાં ઉત્તર આપો :**

(1) ગાંધીનગરને ગ્રીનસિટી તરીકે કેમ ઓળખવામાં આવે છે ?

(2) ગાંધીનગરના માર્ગો શી વિશેષતા ધરાવે છે ?

(3) વિધાનસભાગૃહ ક્યાં આવેલું છે ?

(4) વિધાનસભાગૃહને કોનું નામ આપવામાં આવ્યું છે ?

(5) વિધાનસભાને ધારાસભા તરીકે કેમ ઓળખવામાં આવે છે ?

(6) મંત્રીશ્રીઓ અને સચિવશ્રીઓના કાર્યાલયો કેટલા બ્લૉકમાં વહેંચાયેલાં છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) વિધાનસભાગૃહમાં પ્રવેશવા પરવાનગી શા માટે જરૂરી છે ?

(2) જો તમે ધારાસભ્ય હો તો તમે વિકાસ માટે કેવી પ્રવૃત્તિઓ કરશો ?

(3) એક નાગરિક તરીકે તમને રાજ્યની કઈ બાબતો સારી લાગે છે ?

(4) તમારા ગામને હરિયાળું બનાવવા શું-શું કરી શકાય ?

(5) તમે લીધેલા કોઈ એક ઐતિહાસિક સ્થળની મુલાકાત વિશે લખો.

(6) તમારા વિસ્તારમાં આવેલ જોવાલાયક સ્થળની મુલાકાત લઈ અહેવાલ લખો.

**2. નીચેના શબ્દસમૂહો માટે એક શબ્દ લખો :**

(1) રાજ્યના કાયદા ઘડનારી સભા

(2) રાજ્યનું વડું મથક

**3. (અ) નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

અસ્તિત્વ, સ્વચ્છ, પ્રવૃત્તિ, પ્રકૃતિ, વ્યવસ્થા, પ્રવેશ.

**(બ) પાઠમાં 'ઈક' પ્રત્યયથી બનેલો શબ્દ 'સાંસ્કૃતિક' આપેલ છે. એવા બીજા પાંચ શબ્દો બનાવો.**

**પ્રવૃત્તિ**

- તમારા ગામની ગ્રામપંચાયત કચેરીની મુલાકાત લઈ તેની માહિતી એકત્ર કરો.
- ગામમાં કઈ-કઈ સુવિધાઓ છે ? યાદી તૈયાર કરો.